# Win-my-Chum-Week

## મિત્રોના આત્માઓને બચાવી લેવાનું અઠવાડિયું,

૧૯૨૫

કર્તા

રેવ. એમ. ડી. રોસ

---

રોજનો અભ્યાસક્રમ.

૧. મારો મિત્ર કોણ?
૨. મારો મિત્ર ક્યારે જીતાશે?
જીતનારને કોઈનું જ્ઞાન કે ડહાપણ.
નહિ કાંઈ કામ.
૫. ...જન
૬. જીત... ...કળા.
૭. "જાઓ, ... ...રો."
...ભુ!



# Win-my-Chum-Week

## મિત્રોના આત્માઓને બચાવી લેવાનું અઠવાડિયું.

## ૧૯૨૫.

કર્ત્તા

રેવ. એમ. ડી. રોસ.

---

રોજનો અભ્યાસક્રમ.

---

૧. મારો મિત્ર કોણ?
૨. મારો મિત્ર ક્યારે જીતાયો?
૩. જીતનારને જોઈતું જ્ઞાન કે ડહાપણ.
૪. ટકી રહેનારૂં ફળ.
૫. જીતનારને ઉત્તેજન.
૬. જીતનારને મળવાનો બદલો.
૭. "જાઓ, અને તેમને શિષ્ય કરો."

## પ્રકરણ ૧.

### મારો મિત્ર કોણ?

આના જેવોજ પ્રશ્ન એક વખતે પ્રભુ ઇસુને પૂછવામાં આવ્યો હતો. એક માણસે પ્રભુ ઈસુને પૂછ્યું કે "મારો પડોશી કોણ?" આ પ્રશ્નના જવાબમાં પ્રભુ ઈસુએ કહ્યું કે, "જેના ઉપર હું પ્રેમ કરૂં છું અને જેને જરૂરની વખતે મદદ આપું છું તેજ મારો પડોશી." આ જવાબ સાંભળીને લોકો બહુ આશ્ચર્ય પામ્યા. પ્રભુ ઇસુએ આપેલો જવાબ જાણે કે આપણી જીંદગીનો કાર્યક્રમ બદલી નાખે છે. "મારો મિત્ર કોણ?"

એ પ્રશ્નનો વિચાર બરાબર કરવા માટે પ્રથમ આપણે દરેક જણ પોતપોતાને એવો પ્રશ્ન પૂછીએ કે, "હું કોની સાથે મિત્ર તરીકે વર્તું છું?" મિત્ર એ શબ્દને આપણે સાધારણ રીતે બહુ સંકુચિત અર્થમાં લઇએ છીએ. જે માણસની સાથે આપણને ઘાડો પરિચય હોય અને જેના ઉપર આપણને વિશ્વાસ હોય એવા માણસને આપણે મિત્ર કહીએ છીએ. મિત્ર પસંદ કરનાર માણસ કેટલેક અંશે મિત્રની પસંદગી કરવામાં પોતાના સ્વાર્થ તરફ નજર રાખે છે. જેનો સ્વભાવ પોતાના સ્વભાવ જેવો હોય અને જેના મનનું વલણ પોતાના વલણને મળતું હોય, અને જેની સાથે સંબંધ રાખવાથી તે વલણને ઉત્તજન મળે એવું હોય તેની સાથે ઘણું કરીને તે મિત્રાચારીનો સંબધ બાંધે છે.

"સોબત તેવી અસર" એવી જે કહેવત આપણામાં ચાલે છે તેમાં પણ એજ અર્થ રહેલો છે કે સોબતીઓના ગુણ અને સ્વભાવ સરખા હોય છે. મિત્રની પસંદગી કરવામાં આપણો હેતુ પોતાના કોઇ કોઇ સ્વાર્થ સાધવાનો નહિ પણ તેને કોઇ પ્રકારની મદદ આપવાનો હોવો જોઇએ. પ્રભુ ઇસુએ પણ એજ પ્રમાણે કર્યું. લોકો પ્રભુ ઇસુની સખત ટીકા કરતા હતા તેનું કારણ એજ હતું કે તે દાણીઓ અને પાપીઓની સાથે મિત્રાચારી રાખતો હતો. આવા માણસોને કંઇક મદદ આપવાના હેતુથીજ પ્રભુ ઇસુએ તેઓની સાથે મિત્રાચારીનો સંબંધ બાંધ્યો. બીજાઓને મદદ આપવાના સારા હેતુથી તમે મિત્રો કરવા નીકળશો તો વખતે એવું બનશે કે તમારે તમારા કરતાં હલકા વર્ગના અને જેઓનું નીતિનું ધોરણ તમારા કરતાં ઉતરતું છે એવાની સાથે મિત્રાચારી કરવી પડશે મિત્રો કરવામાં હમેશાં જેઓ અધમ અવસ્થામાં પડેલા છે તેઓને ઉચ્ચ અવસ્થામાં લાવવાનો સારો હેતુ હોવો જોઇએ. જો તમે મિત્રોનાં મન મેળવી લેવા ચ્હાતા હો તો તમારામાં નીચેના ગુણો અવશ્ય હોવા જોઇએ.

**૧. નૈતિક બળ કે મનની દૃઢતા :**—**નીતિમાં આપણાથી ઉતરતા એવાની સાથે સંબંધ રાખવામાં જે મોટું જોખમ રહેલું છે તે એ કે સદાચારી અને નીતિમાન માણસો દુરાચારી અને અનીતિમાન મિત્રોની સંગતમાં રહેવાથી, તેમનો ઉદ્ધાર કરવાને બદલે ઘણીવાર તેમના જેવાજ બની જાય છે, અને ઘણા જુવાન માણસોના સંબંધમાં આ પ્રમાણે બન્યું પણ છે. આ**

કામમાં જય મેળવવા માટે તો આપણને બળ, હા, અસાધારણ નૈતિક બળની અને મનની દઢતાની જરૂર છે અને તે બળ આપણા ત્રાતા પ્રભુ ઇસુ સિવાય બીજું કોઇ આપણને આપી શકે નહિ.

૨. **નિખાલસપણું**:- મિત્રો કરવામાં તમારો હેતુ ગમે તેવો સારો અને પ્રશંસાપાત્ર હોય તો પણ કોઇ સ્વાર્થમય હેતુને ખાતર તમે કદી મિત્રો કરશો નહિ. હું કોલેજમાં અભ્યાસ કરતો હતો તે વખતે એક દિવસે સાંજે હું એક ઘરની પાસે થઇને જતો હતો રસ્તાપર ઝાડની નીચે એક જુવાન માણસ ઉભો હતો. તે જુવાન માણસ દેખાવમાં કાંઇ સુંદર નહોતો અને તે ચિંથરેહાલ હતો. તેની સાથે થોડી વાતચીત કીધા પછી તેણે મને કહ્યું કે, 'તમે મારે ઘેર આવજો.' તેને ઘેર જવાની મારી જરાએ મરજી નહોતી છતાંએ મેં હા કહી. આવા નીચ વર્ગના છોકરા સાથે મિત્રાચારી કરવાનો મારો બીલકુલ વિચાર નહોતો. હું તો એવા મિત્રો શોધતો હતો કે જેઓની સાથે સંબંધ રાખવાથી હું કંઇક પ્રસિદ્ધિમાં આવું. થોડા વખત પછી એવું બન્યું કે સુવાર્તાનો ઉપદેશ કરવા માટે એક સુવાર્તિક ટોળી બહાર નીકળી, અને વિદ્યાર્થીઓ પોતપોતાના મિત્રોમાં ખંતથી કામ કરવા મંડી પડયા તે જોઈ મને પણ વિચાર આવ્યો કે પેલા જુવાન માણસને ખ્રીસ્તની તરફ લાવવાનો આ સારો પ્રસંગ છે. આ વિચાર એકદમ અમલમાં મુકવા માટે મેં તેની જોડે વાતચીત કરવાનો પ્રસંગ મેળવ્યો. વાતચીત ચાલતી હતી તે દરમ્યાન તેણે મને કહ્યું કે, "તમને યાદ હશે કે કેટલાક માસ ઉપર મેં તમને મારે ઘેર તેડયા હતા, પણ તમે આવ્યા નહિ." તેની કહેવાની મતલબ હું એકદમ સમજી ગયો અને મને દિલગીરી લાગી કે, અરેરે! આ માણસના આત્માને બચાવવા હું આતુર છું, પણ એની સાથે મિત્રાચારી બાંધતાં હું શરમાતો હતો. પછી હું કશુંએ બોલ્યો નહિ અને શાંત રહ્યો, કેમકે મને ખાત્રી થઇ કે આ જુવાન માણસના આત્માને હું બચાવી શકત, પણ એ કામ હવે મારાથી બનવાનું નથી, એ કામ હવે તો બીજો કોઇ માણસ કરી શકશે.

૩. **નિઃસ્વાર્થ પ્રેમ**:—આ પ્રેમ એવો દિવ્ય છે કે જે માણસને આપણે ખ્રીસ્તનો શિષ્ય કરવા ચાહીએ છીએ તેના દોષ તરફ કે તેની સામાજીક સ્થિતિ તરફ તે નથી જોતો. માણસો પ્રત્યે તમારા દિલમાં આવો

પ્રેમ હોય તો જેઓના ઉપર તમે પ્રેમ કરશો તેઓના ઉપર તમારા સદાચારની ઉંડી અસર થયા વિના રહેશે નહિ.

**શાસ્ત્રવચન:**—યાકુબ ૨; ૧–૪. "મારા ભાઇઓ, આપણા મહિમાવાન પ્રભુ ઇસુ ખ્રીસ્તનો વિશ્વાસ તમે નિષ્પક્ષપાતપણે રાખો, કેમકે જેની આંગળીમાં સોનાની વિંટી તથા જેના અંગ પર શોભાયમાન લુગડાં હોય એવો માણસ જો તમારી સભામાં આવે, અને મેલાં લુગડાં પહેરેલો એવો એક દરિદ્રી પણ આવે, તો તમે સુંદર વસ્ત્ર પહેરેલાને માનની નજરે જોઇને કહો છો કે તું અહિં ઉત્તમ જગાએ બેસ પણ પેલા દરિદ્રીને કહો છો કે, તું પણે ઉભો રહે અથવા અહિં મારા પગની પાસે જમીનપર બેસ. આ ઉપરથી ખુલ્લું દેખાય છે કે, તમારામાં વિશ્વાસ નથી, અને તમે ભુંડા વિચારના ન્યાયાધીશ થયા છો."

# પ્રકરણ ૨.

## મારો મિત્ર ક્યારે જીતાયો?

આત્માઓને જીતવાના કામમાં જે જોખમો રહેલાં છે તેમાંનાં બે ઉપર આપણે સ્હેજ વિચાર કરીએ.

**૧. ફક્ત જીતનારનેજ પોતાનું તન અને મન સોંપી દે છે:—** આત્માઓને જીતવાના કામમાં બેશક આ ઘણુંજ અગત્યનું પગલું છે, પરંતુ આ ઉત્તમ કાર્યને પરિણામે આમ ન બને એટલા માટે સાવચેતી રાખવાની ઘણી જરૂર છે. ઘણા માણસો એવા હોય છે કે બીજાઓ તેમને નમે અને તેમનાં વખાણ કરે એ તેમને બહુ ગમે છે. આનું પરિણામ એ થાય છે કે કે આત્મા જીતનારની પ્રશંસા આગળ ખ્રીસ્તનું તેજસ્વી મુખ ઢંકાઇ જાય છે. ઘણીવાર એવું પણ બને છે કે આત્માને જીતનાર સામા માણસને પ્રસન્ન કરવા માટે એટલી બધી કાળજી રાખે છે કે તેનું મન ખ્રીસ્ત તરફ આકર્ષાવાને બદલે તેના જીતનાર તરફ ખેંચાય છે. ઘણીવાર કોઈ પ્રકારની દિલગીરી માણસને ખ્રીસ્તની પાસે આવતાં અટકાવે છે. મિત્રને આ દિલગીરી પ્રગટ કરતાં વખતે મિત્રાચારી તૂટી જવાનું ભય રહે છે, તેથી મિત્ર આગળ આ વાત કહેતાં આપણે આંચકો ખાઇએ છીએ, પણ આપણે યાદ રાખવું જોઇએ કે પ્રેમની લાગણીથી મિત્રને સાચી વાત કહેવાથી કદી માઠું લાગ્યું હશે, તોપણ તે વાત મિત્ર ભૂલી જશે અને મિત્રાચારી વધારે ગાઢી થશે.

**૨. ફક્ત મંડળીમાં સભાસદ તરીકે દાખલ થાય છે:—** આ એક બીજી જોખમવાળી જગ્યા છે. ઘણુંકરીને માણસો મંડળીના સભાસદ બને છે. ઘણાએ ખ્રીસ્તી માણસો એવા છે કે જેઓએ અમુક મંડળી કે મિશનનું નામ ધારણ કર્યું છે, પણ જેઓનાં આંતરિક જીવનમાં કે વર્ત્તનમાં કશોએ ફેર પડયો નથી, અને એમ છતાં પણ તેઓ પોતાને સલામત માને છે. ઘણા સુવાર્તિકો માણસોને મંડળીમાં મેળવે છે ખરા; પણ તેઓ ખરા ખ્રીસ્તી જીવનનું રહસ્ય તેમને સમજાવી શકતા નથી.

જે માણુસ પોતાનું તન અને મન ખ્રીસ્તને સોંપી દે છે તેજ ખરી રીતે તેને શરણે આવ્યો એમ કહેવાય—પાપોની ક્ષમા તથા હૃદયની શુદ્ધતા માટે ઇશ્વરે કરેલા દયાના કૃત્યનો જેને પુરેપુરો અનુભવ થયો છે અને પવિત્ર આત્માનો પરાક્રમ જે ખ્રીસ્તને શરણે આવનારને નવા જીવનમાં ટકી રહેવા, તથા તેમાં આગળ વધવા, તથા સેવાના કામમાં સંતોની સંગતથી થતા આનંદનો અનુભવ કરવા બળ આપે છે તે જેને મળ્યો છે તેજ માણુસ ખ્રીસ્તને શરણે આવ્યો છે એમ કહેવાય.

**શાસ્ત્રવચન**:—માત્થી ૭; ૨૧-૨૩. "જે મને પ્રભુ, પ્રભુ, કહે છે તે સર્વ આકાશના રાજ્યમાં પેસશે એવું નહિ, પણ જે મારા આકાશમાંના બાપની ઇચ્છા પ્રમાણે કરે છે તેજ પેસશે. તે દહાડે ઘણા મને કહેશે કે "પ્રભુ, પ્રભુ, શું અમે તારે નામે પ્રબોધ કર્યા નથી? અને તારે નામે ભૂતો કાઢયાં નથી, અને તારે નામે ઘણાં પરાક્રમી કામો કીધાં નથી? ત્યારે હું તેમને સાફ કહીશ કે હું તમને ઓળખતો નથી, ઓ ભુંડું કરનારાઓ, તમે મારી પાસેથી દૂર જાઓ."

# પ્રકરણ ૩.

## આત્માઓને જીતવા માટે જોઈતું જ્ઞાન.

"આત્માઓને જીતનાર ડાહ્યો હોય છે." આત્માઓને જીતવા માટે કેવા પ્રકારના જ્ઞાનની જરૂર છે?

૧. **માણસોને બરાબર ઓળખવા જોઇએ**:—મિત્રને ખ્રીસ્તની ગમ લાવવો એટલે જેની સાથે આપણને પરિચય છે અને જેને આપણે બરાબર ઓળખીએ છીએ તેને ખ્રીસ્તની ગમ લાવવા. આત્માઓને જીતવા માટે માણસોને ઓળખવાનો જેમ જેમ આપણે વધારે પ્રયત્ન કરીએ છીએ તેમ તેમ તેઓના ગુણસ્વભાવ ઓળખવાની આપણી શક્તિ વધતી જાય છે. તેથી આ કામની શરૂઆતમાં માણસોની સાથે લાંબો અને ઘાડો પરિચય હોવાની કંઇ જરૂર રહેતી નથી. કોઈ કોઈ વખતે એમ બને છે કે થોડા કલાકની વાતચિતથીજ ફતેહનું દ્વાર ઉઘડી જાય છે. મુડી સાહેબ ઘણી વખત માણસોની સાથે મિત્રાચારી બાંધતા, અને ગાડીમાં બેસીને શહેરમાં તેમની સાથે મુસાફરી કરતાં કરતાંમાં તો તેમનાં મન ખ્રીસ્તની તરફ વાળી દેતા. મનુષ્યોનાં હૃદયોના ઉંડા અભ્યાસને લીધે મન હરણ કરી લેવાની અજાયબ જેવી શક્તિ મુડી સાહેબમાં હતી.

૨. **પોતાને બરોબર ઓળખવો જોઇએ**:—જે માણસ પોતાને બરાબર ઓળખે છે તેને આ બાબત સારી રીતે સમજાશે કે સામા માણસની ઇચ્છાને અનુકૂળ થઇ જવાની શક્તિ મારામાં હોવી જોઇએ, કેમકે તે વિના જુદા જુદા સ્વભાવના માણસોની સાથે મારાથી મિત્રાચારી બાંધી શકાશે નહિ. જે માણસની આગળ પ્રભુ ઇસુ ખ્રીસ્તને પ્રગટ કરવાની મારી ઇચ્છા છે તેને પ્રથમ હું શું કહીશ એ વિષે ભાગ્યેજ હું આગળથી વિચાર કરી રાખું છું. અંતઃકરણપૂર્વક કરેલી પ્રાર્થના આ કામને માટે માર્ગ ઉઘાડવામાં મદદગાર થઇ પડે છે. માણસે પોતાને ઓળખવો જોઇએ એટલુંજ નહિ પણ તે સાથે પોતાના કયા કયા ગુણો કયે કયે વખતે કામ લાગશે તેનું પણ તેને જ્ઞાન હોવું જોઇએ. કોઈવાર તેને દૃઢતાની જરૂર પડશે, તો કોઇવાર સાવચેતીની, અને બીજી વખતે નિખાલસપણાની. માયાળુપણાની

તો હમેશ જરૂર પડે છે એમ તેને જણાશે. પણ મગરૂરી કે કરડાશની તેને કદિ જરૂર જણાશે નહિ.

૩. **ખ્રીસ્તને બરાબર ઓળખવો જોઈએ.**—એક વખતે મારો એક મિત્ર સભા ચલાવતો હતો. સભા પૂરી થયા બાદ બે જુવાન માણસોએ આગળ આવીને ખ્રીસ્તને સંપૂર્ણ રીતે પોતાનું સ્વાર્પણ કર્યું. થોડીવાર પછી તેમાંના એક જણે મને પૂછ્યું કે "આજે હું શી રીતે ખ્રીસ્તની ગમ ખેંચાયો તે તમે જાણો છો?" તમારા ચહેરામાં જે સંતોષ દેખાતો હતો તેજ એનું કારણ છે હું આ કામ કરવા શક્તિમાન છું એવો અભિમાન કે ગર્વ આપણામાં હોય તો માણસો આપણાથી દૂર નાસશે, પણ ખ્રીસ્તના બળ પર અને તેની શક્તિ પર વિશ્વાસ રાખવાથી માણસોનાં મન આપણા તરફ આકર્ષાશે.

૪. **આત્માઓને માટે ભારે ચિંતા અને તેથી ઉત્પન્ન થતો પ્રાર્થના કરવાનો ભાવ.**—એક સુવાર્તિક કામ કરનાર બાઇએ પોતાના ઉપરી સાહેબને તેના આત્મિક કલ્યાણ માટે ઘણી ચિંતા રાખતા જોઈ એક સભામાં કહ્યું કે આપણા અધિકારી સાહેબ આપણા આત્મિક હિતને માટે આટલી બધી ચિંતા રાખે છે તો આપણે આપણા પોતાના આત્મા માટે કેટલી વિશેષ ચિંતા રાખવી જોઇએ.

૫. **કામ કરવાની હિંમત.**—આત્મિક બાબતોમાં બ્હીકણ એવો માણસ પોતાના મિત્રના આત્માને કદી બચાવી શક્યો નથી.

**શાસ્ત્રવચન.**—૨ તીમોથી ૨; ૧૫. "લજ્જાના કારણ રહિત કામ કરનાર, સત્યની વાત બરાબર વહેંચનાર, દેવ આગળ પસંદ થએલો એવો થવાને મહેનત કર."

## પ્રકરણ ૪.

### ટકી રહેનારૂં ફળ.

દુનિયામાં જે માણસો જન્મે છે તેમાંનો ઘણો મોટો ભાગ બાળપણમાં મરી જાય છે. પણ જે દેશોમાં બાળકોની સારી સંભાળ લેવામાં આવે છે ત્યાં મરણનું પ્રમાણ ઘણું ઓછું હોય છે. આ ઉપરથી મને એવો વિચાર આવે છે કે ઇશ્વરનાં બાળકોમાંનાં કેટલાં બધાં તેમની આત્મિક બાલ્યાવસ્થામાંજ પોતાની અસલ સ્થિતિમાં પાછાં જતાં રહેતાં હશે. આનો આધાર ઘણું કરીને તેઓની જે સંભાળ લેવામાં આવે છે અને જે ઉત્તેજન તેમને આપવામાં આવે છે તેના ઉપર રહે છે. જીતાએલા માણસો જે દિવસે પ્રતિજ્ઞા કરે છે તે દિવસે જીતનારાઓનું કામ સમાપ્ત થયું એમ સમજવાનું નથી. જીતાએલા આત્માઓનું સંરક્ષણ કરવું એ ઘણી અગત્યની બાબત છે.

૧. આત્માઓને જીતનાર પોતાની દૃઢતાથી સામા માણસ ઉપર બહુ સારી અસર કરી શકે છે. એક જુવાન માણસ જે પોતાની આત્મિક જીંદગીમાં દૃઢ હતો અને જે દિનપ્રતિદિન તેમાં વૃદ્ધિ કર્યો જતો હતો તે જોઇ મને મારા આત્મિક જીવનની શરૂઆતમાં ઘણી મદદ મળી હતી. આત્માઓને જીતનાર માણસોએ પોતાના વર્તનથી નવા શિષ્યને બતાવી આપવું જોઇએ કે ખ્રીસ્તી જીવન એ તો એક પછી એક એમ જય મેળવતા જવાનું જીવન છે.

૨. આપણે નવા શિષ્યને જલદી સમજાવી દેવું જોઇએ કે ખ્રીસ્તી જીવન એ તો ખ્રીસ્તી ભાઇઓની સંગતમાં રહેવાનું જીવન છે. મારૂં પોતાનું બદલાણ થયા પછી પ્રથમ તો હું મંડળીમાં દાખલ થયો, અને ત્યાર બાદ એપવર્થ લીગમાં જોડાયો, અને મારો એવો અનુભવ છે કે જુદી જુદી જગ્યાઓની મારી મુસાફરીમાં મને ખ્રીસ્તી જીવનમાં ટકાવી રાખવામાં એપવર્થ લીગથી બહુજ મદદ મળી છે. જ્યાં જ્યાં હું જતો ત્યાં એપવર્થ લીગ છે કે નહિ તેની હું પ્રથમ તપાસ કરતો, અને મને માલુમ પડે કે આ જગામાં લીગ નથી તો ત્યાં તે સ્થાપવા માટે હું પ્રયત્ન કરતો. એપવર્થ લીગમાં કેવા માણસોની સાથે મને મુલાકાત થશે તે પણ હું આગળથી સારી પેઠે જાણતો હતો, અને તે ઉપરાંત મને એ પણ માલમ પડયું

કે હું પોતે ખ્રીસ્તી છું, અને એપવર્થ લીગનો સભાસદ છું, તે પ્રગટ કરવા માટે એપવર્થ લીગના જુવાન સભાસદો સાથે કાંઈ પણ ભેદ રાખ્યા વિના મળી જવું એ ઉત્તમ માર્ગ છે. હું કેવો માણસ છું અને મને શું ગમે છે તે લોકો એકદમ સમજી જતા અને તેથી કરીને સંસારિક બાબતોમાં ભાગ લેવા માટે મને ભાગ્યેજ કોઈ આમંત્રણ આપતું.

૩. યાદ રાખજો કે તમારો મિત્ર ખ્રીસ્તી થાય ત્યાર પછીના પહેલા વર્ષ દરમ્યાન અગાઉના કરતાં તેને માટે પ્રાર્થના કરવાની વધારે જરૂર છે. પહેલા વર્ષ દરમ્યાન તેના ખ્રીસ્તી જીવનમાં જે વૃદ્ધિ થાય છે તેના ઉપર તેની ભવિષ્યની આત્મિક જીંદગીનો સઘળો આધાર છે.

૪. **મિત્રની ભુલો પ્રત્યે દિલસોજી :**—ઉત્તેજન આપવામાં ઉતાવળા અને દોષ કાઢવામાં ધીમા થાઓ. કેમકે કસોટીના પ્રસંગમાં ઠપકારૂપ કે મહેણાંરૂપ વચન માણસોને ઇશ્વરના માર્ગમાંથી ફેરવી નાખે છે, પણ ઉત્તેજનદાયક શબ્દો તેને તેમાં નિભાવી રાખે છે.

૫. નવા શિષ્યોને તમારે હંમેશાં કહેવું કે આત્મિક જીવનના મહા-મોટા અનુભવોની આ તો તમને ફક્ત ઝાંખીજ થાય છે; અને જેમ જેમ તમે ખ્રીસ્તી જીવનમાં આગળ વધતા જશો તેમ તેમ તમને એ વાતની ખાતરી થશે.

**પ્રભુના શબ્દો.** યોહાન ૧૫; ૭, ૮, ૧૫, ૧૬. "જો તમે મારામાં રહો અને મારી વાતો તમારામાં રહે તો જે કંઇ તમે ચાહો ને માગો ને તે તમને મળશે. તમે બહુ ફળ આપો એમાં મારો બાપ બહુ મહિમાવાન થાય છે, અને એમ તમે મારા શિષ્ય થશો. હવેથી હું તમને દાસ કહેતો નથી, કેમકે પોતાનો શેઠ જે કરે છે તે દાસ જાણતો નથી, પણ મેં તમને મિત્ર કહ્યા છે, કેમકે જે વાતો મેં મારા બાપથી સાંભળી હતી તે બધી મેં તમને જણાવી દીધી છે. તમે મને પસંદ નથી કીધો પણ મેં તમને પસંદ કીધા છે અને નિમ્યા છે કે તમે જઇને ફળ આપો અને તમારાં ફળ કાયમ રહે."

૧૨૨૯૮

# પ્રકરણ ૫.

## આત્માઓને બચાવનારને ઉત્તેજન.

યાકુબ ૫ ; ૨૦માં લખ્યું છે કે "તો તેણે જાણવું કે પાપીને તેના માર્ગની ભૂલથી જે પાછો ફેરવે છે તે એક પ્રાણને મોતથી બચાવશે ને પાપની અધિકતા ઢાંકશે." આ કલમ પરથી જણાય છે કે આપણે બે પ્રકારનાં કામ કરવાનાં છે, એટલે (૧) આત્માઓને બચાવવાનું ; અને (૨) પાપને ઢાંકી દેવાનું. પાપી આત્માને મોતથી બચાવવાની શક્તિ આપણને પ્રભુ ઇસુ પાસેથી મળે છે. આ પાપી આત્માઓને હું નહિ બચાવું તો તેઓ નાશ પામશે એવી ચિંતા જો આપણા મનમાં ન હોય તો તેઓને બચાવવાના કામમાં આપણે મંદ પડી જઇશું. એક એવો ખ્રીસ્તી ધર્મનો પંથ છે કે જેના અનુયાયીઓ એમ માને છે કે એક પણ આત્મા નાશ પામશે નહિ. આ પંથના અનુયાયીઓની સંખ્યામાં કાંઇ વધારો થતો નથી. આ પંથ યુનીવરસેલિસ્ટ એ નામથી ઓળખાય છે, પણ એ નામનું મિશન કે એ નામની કોઇ સંસ્થા હિંદુસ્થાનમાં સ્થાપન થઇ હોય એમ મેં હજી સાંભળ્યું નથી. જે મંડળીઓ એમ માને છે કે પાપી આત્માઓને બચાવી લેવાની જરૂર છે તેજ મંડળીઓએ દુનિયામાં સુવાર્તાનો પ્રચાર કરવાના કામમાં આગેવાની કરી છે. વળી પાપને ઢાંકી દેવાના કામમાં પણ ઇશ્વરના મદદગાર તરીકે આપણે કામ કરી શકીએ છીએ. શિષ્યે જે પાપો કર્યાં છે, અને જેની તેને માફી મળી ચુકી છે તે પાપો પણ હોઇ શકે. આપણા મિત્રને જેમ જલદીથી ખ્રીસ્તની પાસે આપણે લાવીએ તેમ સારૂં ; કેમકે એમ કરવાથી ભૂતકાળનાં ઓછાં પાપો ઢાંકવાં પડશે. અને એની ભવિષ્યની જીંદગીમાં જે પાપ તે કરત તે કરવાનો તેને કદાપિ પ્રસંગ નહિ મળે.

લગભગ સરખી ઉંમરના બે ભાઇ હતા. આમાંનો નાનો ભાઇ ચૌદ વરસની નાની ઉમરે ખ્રીસ્તને શરણે આવ્યો હતો ; તેથી એની જીંદગીમાં એણે ઘણાં ઓછાં પાપ કર્યાં હતાં, અને ભૂતકાળની જીંદગીના કોઇ કામ વિષે દિલગીર થવાનું તેને કાંઇ કારણ નહોતું, એટલુંજ નહિ પણ આ માણસ ઘણાં

વર્ષ સુધી ખ્રીસ્તની સેવા આનંદથી કરી શક્યો. થોડા વખત ઉપર તેનો મોટો ભાઇ જે સુડતાળીસ વર્ષની વયે ખ્રીસ્તી થયો હતો તેના તરફથી મને એક કાગળ મળ્યો. આ કાગળમાં પ્રભુ ઇસુને બરાબર ઓળખવાથી પોતાનાં પાપને લીધે થએલા પશ્ચાત્તાપનું અને દિલગીરીનું તેણે વર્ણન કર્યું હતું. આ માણસ એના ભાઇની પેઠે ચૌદ વર્ષની ઉમરે જો ખ્રીસ્તી થયો હોત તો તેત્રીસ વર્ષ દરમ્યાન તેણે જે પાપો કીધાં તે કદાપિ કરત નહિ, અને તેને માટે દિલગીર થવાનું કારણ પણ ન રહેત. તમારા મિત્રને તમે જેમ બને તેમ જલદી ખ્રીસ્તને શરણે લાવો એ માટે કે તેની જીંદગીના સર્વ દિવસો પર્યંત તે પ્રભુમાં આનંદ કરે.

**શાસ્ત્રવચન.**—સભાશિક્ષક ૧૨ ; ૧. તારી યુવાવસ્થાના દિવસોમાં તારા ઉત્પન્નકર્ત્તાનું સ્મરણ કર, માઠા દિવસો આવ્યા અગાઉ, વળી જે વર્ષો વિષે તું એવું કહેશે કે તેઓમાં મને કંઇ સુખ નથી તેઓ નજદીક આવી પહોંચ્યા પહેલાં તે કર.

## પ્રકરણ ૬.

### આત્માઓને બચાવનારને મળવાનો બદલો.

એક માણસ એવું કહે છે કે બીજાને તારણનો અનુભવ કરાવે છે તેનો પોતાનો તારણ વિષેનો અનુભવ તેટલાજ પ્રમાણમાં વધે છે. આ અનુભવને આત્માઓને બચાવનારનું ઉત્તેજન ગણવા કરતાં તેઓને મળવાના ઇનામ તરીકે ગણવાનું હું વધુ પસંદ કરૂં છું. આપણા મિત્રને ખ્રીસ્તને શરણે લાવવામાં આપણે તેનું આત્મિક કલ્યાણ કરવા ચાહીએ છીએ. એ સિવાય આપણો બીજો કશોએ હેતુ નથી. એમ છતાંએ આ કામને માટે કોઇક પ્રકારનો બદલો તો નક્કી મળવાનો, કેમકે કામનો બદલો આપવો એ તો ઇશ્વરી નિયમ છે.

હઝકીએલ ૩૩; ૮માં લખ્યા મુજબ આ બદલો નિષેધદર્શક પણ હોય. "કેમકે જ્યારે હું દુષ્ટને કહું છું કે હે દુષ્ટ માણસ, તું નિશ્ચે માર્યો જશે. ને તું દુષ્ટ માણસને પોતાના માર્ગથી ફરવાની ચેતવણી આપવા ન બોલે તો તે દુષ્ટ પોતાની ભુંડાઇને લીધે માર્યો જશે. પરંતુ તેના રક્તનો બદલો હું તારી પાસેથી લઇશ." પણ આ કામ કરનારને જે ખરો કે વાસ્તવિક બદલો મળે છે તે વિષે હું બોલવા ચાહું છું; એ બદલો કેવો હશે?

૧. ઇસુ ખ્રીસ્ત આત્માઓનો ઉદ્ધાર કરવાનું જે કાર્ય કરે છે તેમાં આપણે મદદગાર છીએ એવો સર્વોત્કૃષ્ટ અનુભવ દેવના પુત્રની સાથે સાથી કામદાર થવું એ કેવું મોટું માન કહેવાય!

૨. એક પાપી ખ્રીસ્તને શરણે આવે છે ત્યારે દૂતો જે આનંદ કરે છે તે આનંદના આપણે ભાગીદાર થઇએ છીએ.

૩. જે કામનું ફળ સર્વકાળ સુધી ટકી રહે એવું છે તેમાં આપણે સહભાગીયા છીએ એ વિચારથી થતો સંતોષ.

**શાસ્ત્રવચન.**—માત્થી ૧૦; ૪૨. "અને હું તમને ખચિત કહું છું કે શિષ્યને નામે જે કોઇ આ નાનામાંના એકને માત્ર ઠંડા પાણીનું પ્યાલું પીવાને આપશે તેનું ફળ તે નહિજ ખોશે." ધારો કે જે પાણી આપવામાં આવે છે તે એવું હોય કે તે પીધાથી પીનારને ફરી કદી તરસ ન લાગે તો?

## પ્રકરણ ૭.

### "જાઓ, અને તેમને શિષ્ય કરો."

મિત્રોના આત્માઓને બચાવવાના અઠવાડિયામાં કાંઇ ખાસ વ્યવસ્થાપત્રકો તૈયાર કરવાથી દુનિયાનો બચાવ નથી થવાનો. થોડા વખત ઉપર હું એક દેવળમાં ગયો હતો, જ્યાં આવી જાતના વ્યવસ્થાપત્રક પ્રમાણે કાંઇ ખાસ કામ ચાલી રહ્યું હતું. અઠવાડિયાની છેલ્લી રાત્રે હું સભામાં હાજર હતો. મંડળીમાં અને સભામાં આત્મિક જાગૃતિનાં ચિન્હો દેખાતાં હતાં. અઠવાડિયા માટે મુકરર કરેલું કામ બહુ સારી રીતે ચાલ્યું. ગીતો ગવાયાં, પ્રાર્થનાઓ થઇ, દેવનાં વચનોનો અભ્યાસ કરવામાં આવ્યો અને તે સર્વમાં દેવની હાજરી પણ હતી છતાં એકે મિત્રનો આત્મા તેઓ બચાવી શક્યાં નહિ. અઠવાડિયા માટે તૈયાર કરેલા વ્યવસ્થાપત્રક મુજબ તેઓએ કામ કર્યું એટલુંજ.

અમેરિકાના એક પ્રસિદ્ધ ઉપદેશકને એક વખતે કોઇએ પુછ્યું કે, "આત્માઓને શી રીતે જીતી લેવાય? તેના જવાબમાં તેમણે કહ્યું કે 'જાઓ અને તેમને જીતી લો! જે માણસોમાં આપણે સુવાર્તાનો ઉપદેશ કરવા જઇએ છીએ તેઓના આત્માઓને આપણે જરૂર બચાવી લઇશું એવા વિશ્વાસથી અને હિંમતથી આપણે તેઓની પાસે જવું જોઇએ. દરેક ખ્રીસ્તી માણસ બીજા માણસને ખ્રીસ્તની પાસે લાવે તો જરૂર દેવના રાજ્યની વૃદ્ધિ થશે. આપણે વિચાર કરીશું તો માલૂમ પડશે કે શરૂઆતથીજ દેવના રાજ્યની વૃદ્ધિ આ રીતેજ થતી આવી છે. ઇસુએ કેટલાએક માણસોને તેમનાં નામ લઇ લઇને તેઓનું સર્વસ્વ છોડી દઇને તેની પાછળ પાછળ આવવા કહ્યું. અને પોતાની સાથે કામ કરવા માટે મુખ્ય ઉપદેશકોને પણ તેણે પોતેજ પસંદ કીધા. ધર્મ સંબંધીનાં સત્યો તેણે પોતે તેમને શિખવ્યાં, તેમને રસ્તો દેખાડયો, અને પોતાના આત્મિક જીવન વડે તેમને ઉત્તેજીત કીધા. પછી તેઓને મૂકીને તે આકાશમાં ચઢી ગયો. પણ જતી વખતે સંબોધકને મોકલી આપવાનું વચન તેમને આપતો ગયો, અને તેઓને આજ્ઞા આપી કે પવિત્ર આત્માનું દાન પામો ત્યાં સુધી થોભજો, અને

આત્માનું પરાક્રમ મળ્યા પછી તમે પ્રેમભાવથી અને શુદ્ધ મનથી શિષ્યો મેળવવાને માટે બહાર જજો. શિષ્યોએ આ આજ્ઞા પ્રમાણે કીધું અને તે દિવસથી માંડીને અત્યાર સુધી આ કામ એજ રીતે ચાલે છે. ઘણા આત્માઓને હજી એજ રીતે જીતી લેવાના છે. આત્મા તેનો તેજ છે અને તેનો પરાક્રમ તમારે માટે તથા મારે માટે છે, આપણે આત્મા વિના બહાર ન નીકળીએ રખેને આપણે નિષ્ફળ થઇએ! થોભો, આત્માથી ભરપુર થાઓ અને પછી જઇને શિષ્ય કરો.

લુક ૨૪; ૪૯માં ગુરૂ આ પ્રમાણે કહે છે કે "જુઓ, હું મારા બાપનું વચન તમારા ઉપર મોકલું છું, પણ તમે ઉપરથી પરાક્રમે વેષ્ટિત થાઓ ત્યાં સુધી શહેરમાં રહેજો." તેમજ માત્થી ૨૮; ૧૯, ૨૦ માં લખ્યું છે કે "તમે જઇને સર્વ દેશનાઓને શિષ્ય કરો, બાપ તથા દીકરા તથા પવિત્ર આત્માને નામે તેઓને બાપ્તિસ્મા આપતા જાઓ. મેં તમને જે જે આજ્ઞા કીધી તે સર્વ પાળવાનું તેઓને શિખવતા જાઓ, ને જુઓ, જગતના અંત સુધી હું સર્વકાળ તમારી સાથે છું."

---